# આપની અમાનત

## આપની સેવામાં

લેખક
એમ. એમ. કલીમુદ્દીન સાહેબ સિદ્દીકી

પ્રકાશક
અરમુગાન પબ્લિકેશન
ફુલત-મુઝફ્ફર નગર(યુ.પી)

સ્થળ
મુ. હસ્સાન એ. કડીવાલ
મુ. પા. ખળી, તા. સિધ્ધપુર, જી. પાટણ
મા. : ૯૯૦૯૨૯૩૧૫૯ કીમત : ૫-૦૦ રૂ.

આપની અમાનત આપની સેવામાં

# આપની અમાનત
# આપની સેવામાં


લેખક

એમ. એમ. કલીમુદ્દીન સાહેબ સિદ્દીકી



પ્રકાશક

**અરમુગાન પબ્લિકેશન**

ફુલત-મુઝફ્ફર નગર (યુ.પી)

સ્થળ

**મુ. હસ્સાન એ. કડીવાલ**

મુ. પો. ખળી, તા. સિધ્ધપુર, જી. પાટણ.

મો. : ૯૯૦૯૨૯૩૧૫૯ કીંમત : ૫-૦૦ રૂ.

## બે શબ્દ

જો આગની એક નાની સરખી ચિંગારી તમારી સામે પડી હોય અને એક અણસમજ બાળક સામેથી ખુલ્લા પગે આવી રહ્યું હોય તો તમે શું કરશો ?

તમે તરતજ તે બાળકને ખોળામાં ઉઠાવી લેશો અને આગથી દૂર ઉભો રાખીને તમે અપાર પ્રસન્નતાનો અનુભવ કરશો.

એવીજ રીતે જો કોઈ માણસ આગમાં બળી જાય તો તમે બેચેન થઈ જાઓ છો, અને તેના પ્રતિ તમારા હૃદયમાં સહાનુભૂતિ ઉત્પન્ન થઈ જાય છે.

શું તમે ક્યારેક વિચાર્યું આખરે આવું કેમ ? એટલા માટે કે બધાજ માનવ સમાજ માત્ર એક માતૃપિતાના સંતાન છે. અને દરેકના શરીરમાં એક ધડકતું હૃદય છે. જેમાં પ્રેમ છે, હમદર્દી છે અને સહાનુભૂતિ છે. તે એક બીજાના સુખ દુઃખમાં તડપે છે. અને એક બીજાની મદદ કરીને પ્રસન્નથાય છે.એટલા માટે સાચો માણસ અને માનવ એજ છે જેના હૃદયમાં બધીજ (આખી) માનવતા માટે પ્રેમ ઉભરાતો હોય. જેનું દરેક કાર્ય માનવતાની સેવા માટે હોય અને જે દરેકને દુઃખ દર્દમાં જોઈને તડપી જાય અને એની મદદ એના જીવનનું અતૂટ અંગ બની જાય.

આ સંસારમાં મનુષ્યનું આ જીવન અસ્થાયી છે અને મૃત્યુ પછી તેને બીજું જીવન મળશે જે સ્થાયી (કાયમી) હશે.

પોતાના સાચા માલિકની ઉપાસના અને માત્ર તેની માનવતા સિવાય મૃત્યુ પછીના જીવનમાં સ્વર્ગ પ્રાપ્ત થઈ શકતું નથી. અને હંમેશને માટે નરકનું બળતણ બનવું પડશે.

## આપની અમાનત આપની સેવામાં

આજે લાખો,કરોડો મનુષ્યો નરકનું બળતણ બનવાની હોડમાં લાગી ગયા છે. અને એવા માર્ગ પર ચાલી રહ્યા છે જે સીધો નરકની તરફ જાય છે. આ વાતાવરણમાં તે બધાજ લોકોનું કર્તવ્ય છે કે માનવ સમૂહથી પ્રેમ કરે છે અને માનવતામાં વિશ્વાસ રાખે છે તે આગળ આવે, અને નરકમાં પડતાં મનુષ્યોને બચાવવાનું પોતાનું કર્તવ્ય પૂરું કરે.

અમને પ્રસન્નતા છે કે માનવજાતિથી સાચી સહાનુભૂતિ રાખવાવાળા અનેતેમને નરકની આગથી બચાવી લેવાના દુઃખમાં ઓગળનાર મૌલાના મો.કલીમ સિદ્દીકીએ પ્રેમના કેટલાક ફૂલ રજુ કર્યા છે. જેમાં માનવતા માટે સ્નેહની સુવાસ ચોખ્ખી રીતે મહેંકી ઉઠે છે. અને એના માધ્યમથી એમણે તે કર્તવ્ય પૂરું કર્યું છે જે એક સાચા મુસલમાન હોવાને આધારે આપણા બધા પર છે.

આ શબ્દોની સાથે હૃદયના આ ટુકડાઓ અને આપની અમાનતઆપ સમક્ષ પ્રસ્તુત છે.

**વસી સુલેમાન નદવી**
સંપાદક ઉર્દૂ માસિક "અરમુગાન"
ફુલત, મુઝફ્ફર નગર (યુ.પી.)



શરુ કરું છું, અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને માયાળુ છે.

## મને ક્ષમા કરજો

મારા પ્રિય વાચકો ! મને ક્ષમા કરજો. હું પોતાના તરફથી અને મારા તમામ મુસ્લિમ બંધુઓ તરફથી તમારાથી ક્ષમા માંગુ છું. જેણે માનવ જગતના સૌથી મોટા રાક્ષસના ભરમાવવામાં આવીને તમારી સૌથી મોટીપૂંજી તમારા સુધી નથી પહોંચાડી, તે શૈતાને (રાક્ષસે) પાપની જગ્યાએ પાપીની ઘૃણા હૃદયોમાં બેસાડીને આ પૂરા સમાજને યુધ્ધનું મેદાન બનાવી દીધું છે. આ ભૂલનો વિચાર કરીને જ મેં આજે કલમ ઉપાડી છે.જેથી તમારો અધિકાર (હકક) તમારા સુધી પહોંચાડી શકું અને માનવતાની વાતો તમને કહું.

તે સાચો માલિક જે હૃદયના તફાવત (ભેદ) જાણે છે. ગવાહ છે કે આ પૃષ્ઠો તમારા સુધી પહોંચાડવામાં હું નિઃસ્વાર્થ છું અને સાચી હમદર્દીનો હક પૂરો કરવા ચાહું છું. આ વાતોને આપના સુધી પહોંચાડવાના દુઃખમાં કેટલીય રાત્રિઓની ઉંઘ ચાલી ગઈ છે. તમારી પાસે એક હૃદય છે તેને પૂછી લો, તે ખરેખર સાચું હોય છે.

## એક પ્રેમવાણી

આ વાત કહેવાની નથી પરંતુ મારી ઈચ્છા છે કે મારી આ વાતોને જે પ્રેમવાણી છે તમે પ્રેમની આંખોથી જુઓ અને વાંચો. તે માલિકના માટે જે સમસ્ત સંસારનો સર્જનહાર અને બનાવવાવાળો છે.વિચાર કરો જેથી મારા હૃદય અને આત્માને શાંતિ પ્રાપ્ત થાય, કે મેં પોતાના ભાઈ કે બહેનની અમાનત તેના સુધી પહોંચાડી અને પોતાના ઈન્સાન (મનુષ્ય) હોવાનું કર્તવ્ય પૂરું કરી દીધું

આ સંસારમાં આવ્યા પછી એક મનુષ્ય માટે જે સત્યને

જાણવું અને સ્વીકારવું આવશ્યક છે અને જે તેની સૌથી મોટી જવાબદારી છે તે પ્રેમવાણી તમને સંભળાવવા ઈચ્છું છું.

## પ્રકૃતિનું સૌથી મોટું સત્ય

આ સંસાર અને પ્રકૃતિની સૌથી મોટી સત્યતા એ છે કે આ સંસાર, સૃષ્ટિ અને બધીજ વસ્તુઓને બનાવવાવાળો, ઉત્પન્ન કરવાવાળો અને તેનો પ્રબંધ ચલાવવાવાળો એક અને માત્ર એકજ માલિક છે તે પોતાના અસ્તિત્વ (જાત ) અને ગુણોમાં એકલો છે.સંસાર ને બનાવવું, ચલાવવું, મારવું, જીવાડવું, અને બધીજ વસ્તુઓમાં તેનો કોઈ ભાગીદાર નથી. તે એક એવી શકિત છે કે દરેક જગ્યાએ હાજર છે. દરેકને સાંભળે છે. દરેકને જુએ છે. આખાય સંસારમાં એક પત્તું પણ તેની આજ્ઞા વગર હલી શકતું નથી. દરેક મનુષ્યનો આત્મા એની ગવાહી આપે છે પછી એ ગમે તે ધર્મ પાળતો હોય અને મૂર્તિપૂજા કરતો હોય, પણ અંદરથી તેને આ વિશ્વાસ હોય છે કે પાલનહાર રબ અને માલિક માત્ર એકજ છે.

મનુષ્યની બુધ્ધીમાં પણ એના વગર કોઈ વાત આવતી નથી કે બધી સૃષ્ટિનો માલિક એકલો (એકમાત્ર ) છે.અગર કોઈ શાળાના બે પ્રિન્સિપાલ હોય તો શાળા ચાલી શકતી નથી,એક ગામના બે પ્રધાન હોય તો ગામનો પ્રબંધ નષ્ટ થઈ જાય છે. કોઈ એક દેશના બે બાદશાહ ન હોઈ શકે, તો આટલી મોટી સૃષ્ટિ ( સંસાર ) નો પ્રબંધ એકથી વધારે માલિક કે ખુદા દ્વારા કેવી રીતે ચાલી શકે, અને સંસારના પ્રબંધક એકથી વધુ કેવી રીતે હોઈ શકે.

## એક દલીલ ( સાબિતી )

કુરઆન જે ઈશ્વરવાણી છે,તેણે સંસારને પોતાનું સત્ય ઈશ્વરવાણી થવા માટે આ ચેલેંજ આપ્યું છે જો તમને સંદેહ છે કે

કુરઆન તે માલિકનું સાચું કલામ નથી તો આના જેવી એક સુરત (નાનો પેરેગ્રાફ) જ બનાવીને આપો. અને આ કાર્ય માટે ઈશ્વર સિવાય સમસ્ત સંસારને પોતાની મદદ માટે બોલાવી લો, જો તમે સાચા હો. (સૂરએ બકરહ, ૨૩)

ચૌદસો વર્ષથી આજ સુધી આ સંસારમાં વસવાટ કરવા વાળા અને સાયન્સ(વિજ્ઞાન), કમ્પ્યુટર પણ શોધ કરીને થાકી ગયા અને પોતાનું માથું નમાવી દીધું છે. કોઈમાં પણ આ કહેવાની હિંમત નથી કે આ અલ્લાહ ની કિતાબ નથી.

આ પવિત્ર કિતાબમાં માલિકે આપણી બુદ્ધિને સમજાવવા માટે અનેક સાબિતીઓ આપી છે. જો ધરતી અને આકાશમાં અનેક માબૂદ(માલિક) હોય તો મોટી ખરાબી અને ધમાલ(ફસાદ, દંગા) આવી જતા. વાત સાફ (ચોખ્ખી) છે કે એક સિવાય વધારે માલિક હોત તો ઝઘડો થઈ જાત! એક કહેતો હવે રાત થશે. બીજો કહેતો કે દિવસ થશે. એક કહેતો કે છ મહિનાનો દિવસ થશે. બીજો કહેતો કે ત્રણ મહિનાનો દિવસ થશે. એક કહેતો કે સૂર્ય આજે પશ્ચિમમાંથી નિકળશે. બીજો કહેતો કે ના પૂર્વમાંથી નિકળશે. જો દેવી દેવતાઓનો આ અધિકાર સાચો હોત અને તે અલ્લાહના કાર્યોમાં ભાગીદાર પણ હોત તો એવું બનતું કે એક દાસે પૂજા અર્ચના કરીને વરસાદના દેવતાથી પોતાની વાત સ્વીકાર કરાવી લીધા તો મોટા માલિકના હુકમ આવતો કે અત્યારે વરસાદ થશે નહી. પછી નીચેવાળાઓ હડતાલ કરી નાખતા, હવે લોકો બેઠા છે કે સૂરજ નિકળ્યો નહી, ખબર પડી કે સૂર્ય દેવતાએ હડતાલ કરી નાખી છે.

## સાચી સાક્ષી

સાચું તો આ છે કે સંસારની દરેક વસ્તુ સાક્ષી આપી રહી છે. આ સારી રીતે ચાલતી સૃષ્ટિની વ્યવસ્થા સાક્ષી આપી રહી છે કે સંસારનો માલિક એક માત્ર એકજ છે. તે જયારે ચાહે અને જે ચાહે

તે કરી શકે છે. તે કલ્પના અને વિચારોમાં નથી આવી શકાતું. તેની મૂર્તિ નથી બનાવી શકાતી, તે માલિક આખા સંસારને મનુષ્યની સેવા માટે સર્જન આપ્યું. સૂર્ય મનુષ્યનો સેવક, હવા મનુષ્યની સેવક, આ ધરતી પણ મનુષ્યની સેવક છે. આગ, પાણી,જીવ-જંતુ, સંસારની દરેક વસ્તુ મનુષ્યની સેવા માટે સર્જી છે. મનુષ્યને આ તમામ વસ્તુઓનો સરદાર(બાદશાહ) બનાવ્યો છે. તથા માત્ર પોતાના દાસ (સેવક) અને પોતાના પૂજા અને આજ્ઞાના પાલન કરવા માટે સર્જયો (પૈદા કર્યો છે.)

ન્યાય અને ઈન્સાફની વાત આ છે કે જયારે પૈદા કરવા વાળો, મારવાવાળો, ખોરાક આપવાવાળો, અને જીવનની દરેક આવશ્યક વસ્તુઓ આપવાવાળો, તે છે તો સાચા મનુષ્યે પોતાનું જીવન અને જીવનથી સંબધિત દરેક વસ્તુઓ પોતાના માલિકની મરજીથી અને તેનો આજ્ઞાકારી થઈને ઉપયોગ કરવી જોઈએ. જો એક મનુષ્ય પોતાનું જીવન તે એકલા માલિકની આજ્ઞાના પાલનમાં નથી ગુજારતો તો તે મનુષ્ય નથી.

## એક મોટી સત્યતા

તે સાચા માલિકે પોતાના ગ્રથં કુરઆનમાં એક સત્યતા આપણને જણાવી છે.

અનુવાદ : દરેક જીવનને મોતની મજા ચાખવાની છે. પછી તમારે અમારી તરફ પાછું ફરીને આવવાનું છે.

(સૂરએ અન્કબૂત, ૨૩)

આ આયતના બે ભાગ છે. પહેલો આ છે કે દરેક જાનદારને મોતની મજા ચાખવાનીછે. આ એવી સત્યતા છે કે દરેક ધર્મ, દરેક

સમાજ અને દરેક જગ્યાનો માણસ આ વાત પર શ્રધ્ધા રાખે છે બલ્કે જે ધર્મમાં વિશ્વાસ રાખે છે. અને જાનવર(પ્રાણી) પણ મોતની સત્યતાને જાણે છે. ઉંદર બિલાડીને જોઈને ભાગેછે અને કૂતરો માર્ગ પર આવતી કોઈ ગાડી પોતાના તરફ આવી રહી છે એ જોઈને ભાગે છે, એટલા માટે કે એમને મોતનો યકીન છે.

## મૃત્યુ પછી

આ આયતના બીજા ભાગમાં કુરઆન મજીદ એક મોટી સત્યતા તરફ આપણને આકર્ષે છે. જો તે મનુષ્યની સમજમાં આવી જાય તો પૂરા સંસારનું વાતાવરણ બદલાઈ જાય. તે સત્યતા આ છે કે તમે મૃત્યુ પછી મારી જ તરફ પાછા ફરશો અને આ સંસારમાં જેવા કાર્યો કરશો તેવા બદલા પામશો.

મૃત્યુ પછી તમે સડી જશો અને બીજીવાર પેદા નથી થવાના એવું નથી. અને આ પણ સત્ય નથી કે મૃત્યુ પછી તમારો આ ત્મા બીજા કોઈ શરીરમાં પ્રવેશ કરી શકે. આ દ્રષ્ટિકોણ કોઈ પણ માનવીય બુધ્ધિની કસોટીમાં સાચો ઉતરતો નથી.

પહેલી વાત આ છે કે આવાગમનનું આ દૃષ્ટિકોણ વેદોમાં ઉપ્લબ્ધ નથી. પછીના ગ્રંથોમાં આનો ઉલ્લેખ છે. તેનાથી જાણ થાય છે કે મનુષ્યના શુકાણુઓ પર લખેલા સંતાનોના ગુણ પિતામાંથી પુત્ર અને પુત્રમાંથી તેના પુત્રમાં જાય છે. આ ધારણાનો આરંભ આ રીતે થયો કે શેતાને(રાક્ષસે) ધર્મના નામે લોકોને ઉંચ નીચમાં બાંધી દીધા. ધર્મના નામે શુદ્રોથી સેવા લેવામાં અને તેમને નીચ સમજવાવાળા ધર્મના આગેવાનોથી જયારે સમાજના કચડાએલા દબાએલા લોકોએ આ પ્રશ્ન કર્યો કે જયારે આપણને સર્જન આપવાવાળો ઈશ્વર છે તેણે દરેક મનુષ્યને આંખ, કાન, નાક, દરેક વસ્તુમાં સરખો બનાવ્યો છે તો તમે પોતાની જાતને મોટી અને અમને

નીચ કેમ બનાવ્યા. એના માટે તેમણે આવાગમનનો આસરો (સહારો) લઈને એમ હ્યું કે તમારા પાછલા જન્મના કર્મોએ તમોને નીચા બનાવ્યાછે

આ ધારણા મુજબ સર્વ આત્માઓ બીજીવાર પેદા થાય છે. અને પોતાના કર્મોના હિસાબથી શરીર બદલીને આવે છે. વધારે કૂકર્મ કરવાવાળા લોકો પ્રાણીઓનો વેશ ધારણ કરે છે. એનાથી અધિક કૂકર્મ કરવાવાળા વનસ્પતિના રૂપમાં ચાલ્યા જાય છે. અને જેમના કર્મ સારા હોય છે તે છુટકારો પ્રાપ્ત કરી લે છે.

## આવાગમન વિરોધી ત્રણ સાબિતીઓ

(૧) આ ક્રમમાં સૌથી મોટી વાત આ છે કે સંસારના બધા વિદ્વાનો અને શોધ ખોળ કરવાવાળા વિજ્ઞાનીઓનું કહેવું છે કે આ ધરતી ઉપર સૌથી પહેલાં વનસ્પતિએ જન્મ લીધો, પછી પ્રાણીઓ પેદા થયા અને તેના કરોડો વર્ષો પછી મનુષ્યનો જન્મ થયો. હવે જ્યારે મનુષ્ય આ ધરતી પર પેદા જ ન થયો હતો તો કોઈ મનુષ્યના આત્માએ હજું કૂકર્મો જ નહીં કર્યા હતા તો કયા આત્માઓએ વનસ્પતિ અને પ્રાણીઓના શરીરમાં જન્મ લીધો ?

(૨)બીજી વાત એ છે કે આ ધારણાને સ્વીકારી લીધા પછી આ સ્વીકારવું પડશે કે આ પૃથ્વી પર પ્રાણીઓની સંખ્યામાં ક્રમશઃ ઘટાડો થતો રહે. જે આત્માઓ છુટકારો પ્રાપ્ત કરી લેશે, તેમની સંખ્યા ઓછી થવી જોઈએ. જ્યારે આ વિશાળ ધરતી ઉપર મનુષ્ય, જીવજંતુ અને વનસ્પતિ દરેક પ્રકારના પ્રાણીઓની જનસંખ્યામાં ક્રમશઃ વૃધ્ધિ થતી રહી છે.

(૩) ત્રીજી વાત આ છે કે આ સંસારમાં જન્મ લેવાવાળા અને મૃત્યુ પામવાવાળાઓની સંખ્યામાં ધરતી-આકાશનું અંતર નજરે

પડે છે.મૃત્યુ પામવાવાળાની તુલનામાં(સરખામણીમાં) જન્મ લેવાવાળા બાળકોની સંખ્યા ઘણી વધારે છે. કોઈ કોઈવાર કરોડો મચ્છર જન્મ લે છે. જયારે મૃત્યુ પામવાવાળાની સંખ્યા તેના કરતાં ઘણી ઓછી હોય છે.કોઈ કોઈ જગ્યાએ તો કેટલાક બાળકો વિષે આ પ્રચલિત થઈ જાય છે કે એ જયાં રહેતો હતો તે જગ્યાને એ જાણે છે. પોતાનું જૂનું નામ બતાવી દે છે. અને આ પણ કે એ બીજીવાર જન્મ લઈ રહ્યો છે. આ બધું શેતાન અને ભૂત પ્રેત હોય છે. જે બાળકોના માથે ચઢીને બોલે છે. અને મનુષ્યના દીન ઈમાનને બગાડે છે.

સાચી વાત આ છે કે આ સત્યતા મૃત્યુ પછી દરેકની સામે આવી જશે કે મનુષ્ય મૃત્યુ પછી પોતાના માલિકી પાસે જાય છે. અને આ સંસારમાં એણે જેવા કર્મો કર્યો છે તેના હિસાબથી દંડ અથવા બદલો પામશે.

## કર્મોનો બદલો મળશે

જો તે સારા કાર્યો કરશે, ભલાઈ (નમ્રતા) અને પુણ્યની રાહ પર (માર્ગ પર) ચાલશે તો તે સ્વર્ગમાં જશે. સ્વર્ગ કે જયાં દરેક પ્રકારની આરામની વસ્તુ છે અને એવી સુખપ્રદ અને આરામની વસ્તુઓ છે જેને આ સંસારમાં ન કોઈ આંખે જોયું, ન કોઈ કાને સાંભળ્યું અને ન કોઈના હૃદયમાં એનો ખ્યાલ આવ્યો અને સ્વર્ગની સૌથી મોટી ઉપલબ્ધિ એ હશે કે સ્વર્ગવાસી લોકો ત્યાં પોતાના માલિકના દર્શન પોતાની આંખોથી કરી શકશે. જેની સરખામણીમાં આનંદ અને સુખમય કોઈ વસ્તુ ન હશે.

આવીજ રીતે જે લોકો કૂકર્મ કરશે, પાપ કરીને પોતાના

માલિકની આજ્ઞાનું ઉલ્લંઘન કરશે તે નરકમાં જશે, તે ત્યાં આગમાં બળશે, ત્યાં તેમને દરેક પાપની સજા આ હશે કે તે પોતાના માલિકના દર્શનથી વંચિત રહેશે. અને તેમના પર તેમના માલિકનો અત્યંત ક્રોધ હશે.

સ્વર્ગ અને નરક તથા એ અંગેની વધુ માહિતી માટે વાંચો 'મરને કે બાદ કયા હોગા?'(લેખક: મૌલાના આશિક ઈલાહી બુલન્દ શહરી)

## ઈશ્વરનો ભાગીદાર બનાવવું સૌથી મોટું પાપ છે.

તે સાચા માલિકે પોતાના કુરઆનમાં આપણને જણાવ્યું કે નેકીયો, સતકર્મો, પુણ્યો અને સદાચાર નાના પણ હોય છે અને મોટા પણ, આવીજ રીતે માલિકને ત્યાં ગુનાહ, કૂકર્મ, પાપ પણ નાના-મોટા હોય છે. તેણે આપણને બતાવ્યું કે જે પાપ સૌથી વધુ દંડના લાયક બનાવે છે અને જેને તે કયારે ક્ષમા પણ નહીં કરશેઅને જેનો કરવાવાળો હંમેશા નરકમાં બળતો રહેશે અને તેને મૃત્યુ પણ નહીં આવશે તે પેલા એકલા માલિકની સાથે કોઈને ભાગીદાર બનાવવું છે. પોતાના સર અને માથાને તેના સિવાય કોઈ બીજાની સામે નમાવવું(ઝુકાવવું), પોતાના હાથ કોઈ બીજાની સામે જોડવું, તેના સિવાય કોઈ બીજાને પૂજાના યોગ્ય માનવું. મૃત્યુ આપવાવાળો જીવંત કરવાવાળો, રોજી(પૈસા)આપવાવાળો અને નફા-નુકસાનનો માલિક સમજવું મોટું પાપ અને અત્યંત અત્યાચાર છે, ચાહે તે કોઈ દેવી દેવતાને માને, અથવા ચંદ્ર,સૂર્ય,નક્ષત્ર અથવા કોઈ પીર ફકીરને,કોઈને પણ તે માલિક સિવાય પૂજવા યોગ્ય ગણવું શિર્ક છે જેને તે માલિક કયારેય માફ (ક્ષમા) નહીં કરશે. તે સિવાય તે દરેક પાપને જો ઈચ્છશે તો ક્ષમા કરી દેશે. આ પાપ પોતે આપણી બુધ્ધિ

પણ એટલીજ ખરાબ સમજે છે અને આપણે પણ આ કાર્યને એટલેજ નાપસંદ કરીએ છીએ.

## એક ઉદાહરણ

ધારો કે તમારી પત્ની બહુ કજીયાખોર અને વાત-વાત પર ગાળ આપવાવાળી હોય અને કહેવા-સાંભળવાનું ન માનતી હોય પરંતુ તમે તેને ઘરથી નિકળી જવાનું કહો અને તે કહે કે હું માત્ર તમારી છું. તમારી જ રહીશ અને તમારા બારણે જ મરીશ અને એક સેકન્ડ માટે પણ તમારા ઘરથી બહાર નહી જઈશ. તો તમે લાખ ક્રોધ અને ગુસ્સા પછી પણ તેની સાથે નિર્વાહ કરવા પર વિવશ થઈ જશો.

એનાથી ઉલ્ટું જો તમારી પત્ની અત્યંત સેવા કરવાવાળી અને આજ્ઞાકારી હોય, તે દરેક સમયે તમારૂં ધ્યાન રાખતી હોય, તમે અડધી રાત્રિએ ઘરે પાછા ફરો તો તે તમારી પ્રતીક્ષા કરતી હોય, તમારા માટે ભોજન ગરમ કરતી હોય અને પિરસતી હોય, પ્યાર અને પ્રેમની વાતો કરતી હોય, એક દિવસ તમને કહે કે તમે મારા પતિદેવ છો, મારૂં માત્ર તમારાથી કામ ચાલતું નથી એટલા માટે આપણે જે પડોશી છે મેં આજથી તેને પણ મારો પતિ બનાવી લીધો છે. તો જો તમારામાં થોડી પણ લજ્જા અને માનવતા છે અને તમારા ખૂનમાં ગરમી છે તો તમે આ સહન કરી શકશો નહીં. પોતાની પત્નીની જાન લઈ લેશો અથવા સ્વયં મરી જશો.

આખરે એવું કેમ? માત્ર એટલા માટે કે તમે પોતાની પત્ની માટે કોઈને ભાગીદાર જોવાનું નથી ઈચ્છતા. તમે વિર્યની એક બૂંદ (ટીપા)માંથી જન્મ્યા છો તો પોતાનો ભાગીદાર બનાવવાનું પસંદ નથી કરતા, તો તે માલિક નો જે અપવિત્ર બૂંદમાંથી મનુષ્યને જન્મ

આપે છે તે કેવી રીતે આ સહન કરી શકશે કે કોઈ એનો ભાગીદાર હોય, તેની સાથે કોઈ બીજાની પણ પૂજા કરવામાં આવે. જ્યારે આ સંસારમાં જેને જે કંઈ પણ આપ્યું છે એણે આપ્યું છે. જેવી રીતે એ વેશ્યા(રાંડ)પોતાની માન મર્યાદા વેચીને દરેક આવવાવાળા વ્યક્તિને પોતાની ઉપર અધિકાર આપી દે છે તો એ કારણે તે આપણી આંખોથી ઉતરી ગઈ છે. તે મનુષ્ય પોતાના માલિકની આંખોમાંથી  તેનાથી વધારે ઉતરી ગયો છે જે તેને ત્યજીને કોઈ દેવતા કે મૂર્તિ હોય અથવા કોઈ બીજી વસ્તુની પૂજા કરતો હોય.

## પવિત્ર કુરઆનમાં મૂર્તિ પૂજાનો વિરોધ

મૂર્તિ પૂજાને માટે કુરઆનમાં એક ઉદાહરણ પ્રસ્તુત કરવામાં આવ્યું છે જે વિચાર કરવા યોગ્ય છે.

અલ્લાહને ત્યજીને તમે જે વસ્તુઓને પૂજો છો તે બધા મળીને એક માખી પણ પેદા નથી કરી શકતા અને પેદા કરવું તો દૂરની વાત છે અગર માખી તેમની સામેથી કોઈ વસ્તુ પ્રસાદ લઈ લે તો  પાછી નથી લઈ શકતા. પછી કેવા કાયર છે પૂજ્ય, અને કેવા દુર્બળ છે પૂજવાવાળા. અને તેઓએ તે અલ્લાહની કિંમત નથી જાણી જેવી જાણવી જોઈએ. જે તાકતવર(નીડર) અને જબરદસ્ત છે.

કેવું સારૂં ઉદાહરણ છે બનાવવાવાળો તો પોતે ઈશ્વર હોય છે. પોતાના હાથોથી બનાવેલી મૂર્તિયોને આપણે બનાવવાવાળા છીએ. જો મૂર્તિયોમાં થોડીક બુધ્ધિ હોય તો તે આપણી પૂજા કરતી.

## એક ખોટો વિચાર

કેટલાક લોકોનું માનવું એવું છે કે અમે તેમની પૂજા એટલા

માટે કરીએ છીએ કે તેમણે જ અમને માલિકનો માર્ગ દેખાડયો છે. અને તેમના લીધે અમે માલિકની કૃપા પ્રાપ્ત કરીએ છીએ. આ ખરેખર એવી વાત થઈ કે કોઈ કુલીથી ટ્રેનનામાટે પૂછપરછ કરે. જયારે કુલી તેમને ટ્રેનના માટે જાણકારી આપે તો તે ટ્રેનના જગ્યાએ કુલી પર જ સવાર થઈ જાય કે તેણેજ અમને ટ્રેનની જાણકારી આપી છે. તેવીજ રીતે અલ્લાહની સાચી દિશા અને માર્ગ બતાવવાવાળાની પૂજા કરવી ખરેખર એવું જ છે જેવી રીતે ટ્રેનને છોડીને કુલી પર સવાર થઈ જવું.

કેટલાક ભાઈ આ પણ કહે છે કે અમે માત્ર ધ્યાન ધરવા માટે મૂર્તિઓને રાખીએ છીએ. આ પણ કેવી વાત છે કે બહુ ધ્યાન કેન્દ્રિત કરીને કૂતરાને જોઈ રહ્યા છે અને કહે છે કે પિતાજીનું ધ્યાન કેન્દ્રિત કરવા માટે કૂતરાને જોઈ રહ્યા છીએ. કયાં પિતાજી અને કયાં કૂતરો? કયાં આ દુર્બળ મૂર્તિ અને કયાં તે અત્યંત બહાદુર, કૃપાળુ, માયાળુ માલિક, આનાથી ધ્યાન કેન્દ્રિત થશે કે હટશે?

મતલબ આ છે કે કોઈ પણ પ્રકારે કોઈને ખુદા તેના ભાગીદાર બનાવવું(સ્વીકારવું) મોટું પાપ છે. જેને ઈશ્વર કદી પણ ક્ષમા નથી કરતો. અને એવો મનુષ્ય હંમેશાને માટે નરકનું બળતણ બનશે.

## સર્વશ્રેષ્ઠ પુણ્ય ઈમાન(શ્રધ્ધા) છે.

એવીજ રીતે સૌથી મોટી ભલાઈ, પુણ્ય અને નેકી 'ઈમાન' છે. જેના અનુસંધાનમાં સંસારના બધાજ ધર્મોવાળા એમ કહે છે કે બધું અહીં છોડીને જવાનું છે. મૃત્યુ પછી મનુષ્યની સાથે માત્ર ઈમાન જશે. ઈમાનદારી કે ઈમાનવાળો એને કહે છે જે હક(હિસ્સા)વાળાને

તેનો હક આપે. અને હક મારી ખાનારને ઝાલિમ કહે છે. આ મનુષ્ય પર સૌથી મોટો અધિકાર એને પેદા કરવા(જન્મ આપવા) વાળાનો છે. તે આ કે બધાને જન્મ આપવાવાળો, મૃત્યુ આપવાવાળો, જીવન આપવાવાળો માલિક રબ અને પૂજા કરવા યોગ્ય તે માત્ર એક છે તો પછી એની જ પૂજા કરવી જોઈએ. એને જ માલિક, નફા-નુકશાન, ઈઝઝત-ઝિલ્લત આપવાવાળો માનવો જોઈએ, અને આ આપેલું જીવન એની જ આજ્ઞાના પાલનની સાથે ગુજારવું જોઈએ. એટલે કે તેને જ માનવો જોઈએ અને તેનીજ વાત માનવી જોઈએ. આનું જ નામ ઈમાન છે. તે માલિકને એકલો (એકમાત્ર) માનવા વગર અને તેની આજ્ઞા-પાલન વગર મનુષ્ય ઈમાનવાળો નથી થઈ શકતો. પરંતુ બેઈમાન કહેવામાં આવશે.

માલિકનો સૌથી મોટો હક મારીને લોકોની સામે ઈમાનદારી દેખાડવી એવીજ છે કે એક ડાકુ બહુ મોટી ધાડ(ચોરી) થી ધનવાન બની જાય અને પછી દુકાન પર લાલાજીને કહે કે તમારો એક પૈસો હિસાબમાં વધારે આવી ગયો છે તમે લઈ લો, આટલો માલ લૂંટયા પછી બે પૈસાનો હિસાબ આપવો જેવી ઈમાનદારી છે, પોતાના માલિકને ત્યજીને કોઈ બીજાની પૂજા કરવી એનાથી પણ ખરાબ ઈમાનદારી છે.

ઈમાન માત્ર આ છે કે મનુષ્ય પોતાના માલિકને એક માત્ર માને (સ્વીકારે), તેની પૂજા કરે અને તેના દ્વારા અપાયેલી જીવનની દરેક ઘડીને તેની આજ્ઞા પાલનની સાથે વ્યતિત કરે. તેના દ્વારા અપાયેલા જીવનને તેની આજ્ઞા પાલનની સાથે ગુજારવું એજ ધર્મ કહેવાય છે. અને તેની આજ્ઞાનું ઉલ્લંઘન કરવું અધર્મ.

## સાચો ધર્મ

સાચો ધર્મ શરૂઆતથી જ એક છે. અને બધાનું શિક્ષણ છે કે તે એક માત્ર માને અને તેની આજ્ઞાનું પાલન કરવામાં આવે, પવિત્ર કુરઆને કહ્યું છે 'ધર્મ તો અલ્લાહની પાસે માત્ર ઈસ્લામ છે અને ઈસ્લામ સિવાય જે ધર્મ લાવવામાં આવશે તે સ્વીકારશે નહી' (સૂરએ આલે ઈમરાન-૮૫)

મનુષ્યની દુર્બળતા(કમજોરી) છે કે તેની આંખ એક વિશેષ સીમા સુધી જોઈ શકે છે. તેના કાન એક હદ(સીમા) સુધી સાંભળી શકે છે. તેની સુંઘવાની, ચાખવાની અને સ્પર્શવાની શકિત પણ મર્યાદિત છે. આ પાંચ ઈન્દ્રિયોથી તેની બુધ્ધિને ખબર(જાણ) થાય છે એવી જ રીતે બુધ્ધિના કાર્યની પણ એક હદ છે.

તે માલિક કેવા પ્રકારનું જીવન પસંદ કરે છે? તેની પૂજા કેવી રીતે કરવી જોઈએ? મૃત્યુ પછી શું થશે? સ્વર્ગ અને નરકમાં લઈ જવાવાળા કાર્યો કયા છે? આ બધું મનુષ્યની બુધ્ધિ અને પોતે મનુષ્ય જાણી નથી શકતો.

## ઈશદૂત (ઈશ્વરના પેગમ્બરો)

મનુષ્યની આ દુર્બળતા પર કૃપા કરીને તેના માલિકે તે મહાન પુરૂષો પર જેને તે આ મોભાને યોગ્ય જાણ્યા, પોતાના દૂતો (ફરિશતાઓ) દ્વારા પોતાના આદેશો મોકલ્યા. ઉપાસનાની રીતો બતાવી અને જીવનની તે હકીકતો(સત્યતાઓ) બતાવી, જેને તે પોતાની બુધ્ધિના આધારે સમજી (જાણી) નહીં શકતો હતો. આવા મહાન પુરૂષોને નબી, રસૂલ અને પયગમ્બર કહેવામાં આવે છે. તેને અવતાર પણ કહી શકાય. અવતારનો મતલબ આ છે કે જેના ઉપર આદેશો ઉતારવામાં આવે છે. આજકાલ અવતારનો મતલબ

એમ માનવામાં આવે છે કે તે પોતે ઈશ્વર છે અથવા ઈશ્વર એમના સ્વરૂપમાં ઉતર્યો. આ અંધશ્રધ્ધા છે. આ બહુ મોટું પાપ છે. આ અંધશ્રધ્ધાએ એક માલિકની પૂજામાંથી ખસેડી મનુષ્યને મૂર્તિ પૂજાના સકંજામાં ભેળવી દીધો.

આ મહાપુરૂષો જેમને અલ્લાહે લોકોને સાચો માર્ગ બતાવવા માટે પસંદ કર્યા અને જેમને નબી, રસૂલ કહેવામાં આવ્યા, દરેક વસ્તી અને ક્ષેત્ર અને દરેક સમયમાં આવતા રહ્યા છે. તે બધાએ એક ઈશ્વરને માનવાનું, માત્ર તે એકલાની જ પૂજા કરવાનું (જે ધાર્મિક કાનૂન તે લાવ્યા છે. તેનું પાલન કરવાનું) કહ્યું.તેમાંથી એક પણ પયગમ્બરે એક ઈશ્વર સિવાય કોઈની પૂજા માટે બોલાવ્યા નહી. ઉલ્ટું તેમણે સૌથી વધારે આ પાપથી રોકયા. તેમની વાતો પર લોકોએ શ્રધ્ધા રાખી અને સાચા માર્ગ પર ચાલવા લાગ્યા.

## મૂર્તિ પૂજાનો આરંભ

આવા બધા પયગમ્બર અને તેમના અનુયાયીઓ મનુષ્યો હતા. તેમને મૃત્યુ આવવાનુંહતું(જેને મૃત્યુ નથી તે માત્ર ખુદા છે.) નબી અથવા રસૂલનામૃત્યુ પછી તેમના અનુયાયીઓને તેમની યાદ આવી અને તેઓ તેમના દુઃખમાં બહુ રડતા હતા, શૈતાનને મોકો(અવસર) મળી ગયો.તે મનુષ્યનો દુશ્મન છે. અને મનુષ્યની પરીક્ષા માટે તે માલિકે ભટકાવવા અને ખોટી વાતો તેમના હૃદયમાં નાખવાની શકિત આપી છે જેથી જોવાય કે કોણ તે જન્મ આપવાવાળા માલિકને સ્વીકારે છે અને કોણ શૈતાનને સ્વીકારે છે.

શૈતાન લોકોની પાસે આવ્યો અને કહ્યું કે તમને પોતાના મહાગુરૂ(નબી)થી બહુ પ્રેમ છે. મૃત્યુ પછી તે તમારી દ્રષ્ટિથી અગોચર

થઈ ગયા છે. એટલે હું તમને તમની મૂર્તિ બનાવી આપું છું. તેને જોઈને તમે સંતુષ્ટ થઈ શકો છો. શૈતાને મૂર્તિ બનાવી. જ્યારે તેમની ઈચ્છા થતી ત્યારે તે તેને જોતા રહેતા હતા. ધીરે ધીરે આ મૂર્તિનો પ્રેમ તેમના હૃદયમાં ઉતરી ગયો, તો શૈતાને કહ્યું કે જો તમે આ મૂર્તિ આગળ માથું નમાવશો તો આ મૂર્તિમાં ભગવાનને મેળવશો. મનુષ્યના હૃદયમાં મૂર્તિ માટે માન પહેલાંથી જ ઘર કરી ચુકયું હતું. એટલા માટે તેમણે મૂર્તિની આગળ માથું નમાવવાની અને પૂજા કરવાની શરૂઆત કરી દીધી. અને આ મનુષ્ય જેના પૂજવા યોગ્ય માત્ર એક ઈશ્વર હતો મૂર્તિયોને પૂજવા લાગ્યો અને શિર્કમાં ફસાઈ ગયો. (શિર્ક એટલેઅલ્લાહની જાતમાં કોઈને શરીક (શામિલ)કરવું.)

આ સમસ્ત સંસારનો સરદાર(મનુષ્ય) જ્યારે પત્થર કે માટીની આગળ નમવા લાગ્યો તો તે બેઈઝઝત થયો અને માલિકની દ્રષ્ટિ (નજર)માંથી પડી ગયો અને હંમેશ માટે નરકનું બળતણ બની ગયો. તે પછી અલ્લાહે પાછા પોતાના પયગમ્બર મોકલ્યા. જેઓએ લોકોને મૂર્તિપુજા અને અલ્લાહ સિવાય બીજાની પૂજાથી રોકયા, કેટલાક લોકો તેમની વાત માનતા રહ્યા, તથા કેટલાક લોકોએ તેમની અવગણના કરી, જે લોકોએ માન્યું હતું અલ્લાહ તેમનાથી પ્રસન્ન થયો. અને જે લોકો તેમના ઉપદેશોની અવગણના કરતા તેમના માટે આસમાન (આકાશ) થી વિનાશના ચુકાદા કરવામાં આવતા.

## રસૂલોનું શિક્ષણ

એક પછી એક નબી અને રસુલ આવતા રહ્યા. તેમના ધર્મનો આધાર સ્તંભ એક રહેતો, તેઓ એક ધર્મની તરફ બોલાવતા કે એક ઈશ્વરને સ્વીકારો, કોઈને પણ તેના વ્યકિતત્વ અને ગુણોમાં ભાગીદાર ન બનાવો, તેની પૂજામાં કોઈને ભાગીદાર ન કરો, તેના બધા રસૂલોને

સાચા જાણો, તેના ફરિશ્તાઓ(દૂતો)ને જે તેની પવિત્ર મખ્લૂક છે. ન ખાય છે ને પીએ છે. દરેક કાર્યમાંમાલિકની આજ્ઞા પાલન કરે છે. સાચા જાણો, તેણે પોતાના ફરિશ્તાના માધ્યમથી જે વાણી મોકલી અથવા ગ્રંથ ઉતાર્યા છે તે બધાને સાચા માનો, મૃત્યુ પછી બીજીવાર જીવન મેળવીને પોતાના સારા-નરસા કાર્યોનો બદલો મેળવવાનો છે તેના પર શ્રધ્ધા રાખો, અને આ પણ માનો કે ભાગ્ય સારૂં કે બુરૂં છે તે માલિક તરફથી છે અને હું આ સમયે જે શરીઅત (ધાર્મિક કાનૂન) અને જીવન ગુજારવાનો તરીકો લઈને આવ્યો છું એનું પાલન કરો.

અલ્લાહના જેટલા નબી અને રસૂલ આવ્યા બધા સાચા હતા. અને તેમના પર જે ધાર્મિક ગ્રંથ ઉતર્યા તે બધા સાચા હતા. તે બધા પર આપણું ઈમાન (શ્રધ્ધા) છે અને આપણે તેનામાં અંતર નથી કરતા. સત્યતાનું ત્રાજવું આ છે કે જેમણે એક ઈશ્વરને માનવાની તરફ આમંત્રિત કર્યા હોય, અને જેમના શિક્ષણમાં એક માલિકને ત્યજીને બીજાની પૂજા કરવાની અથવા પોતે તેમની પૂજા કરવાની વાત ન હોય જે મહાપુરૂષોને ત્યાં મૂર્તિ પૂજા અથવા અનેકેશ્વરવાદનું શિક્ષણ હોય તે અથવા રસુલ નથી અથવા તેમના શિક્ષણમાં અદલ-બદલ થઈ ગયું છે. હઝરત મુહંમદ સાહેબ(સ.) પૂર્વેના તમામ(બધા)રસૂલોના શિક્ષણમાં ફેરબદલી કરી નાખવામાં આવી છે અને અમુક ગ્રંથોને પણ બદલી નાંખવામાં આવ્યા છે.

## અંતિમ પયગમ્બર અઝરત મુહમ્મદ સાહેબ (સ.)

આ એક મોંઘેરૂં સત્ય છે કે દરેક આવવાવાળા રસૂલ અને નબી દ્વારા અને તેમના ગ્રંથો દ્વારા એક છેલ્લા નબીની ભવિષ્યવાણી અપાઈ છે. અને આ કહેવામાં આવ્યું છે કે તેમના આવ્યા પછી અને તેમને જાણી લીધા પછી બધા પ્રાચીન કાનૂનો ત્યજીને તેમની વાત

માનવી જોઈએ અને તેમના દ્વારા લાવવામાં આવેલા ગ્રંથ અને ધર્મ પર ચાલવું જોઈએ. આ પણ ઈસ્લામની સત્યતાનું પ્રમાણ છે કે ગ્રંથોમાં અત્યંત ફેરબદલીના પછી પણ તે માલિકે છેલ્લા રસૂલ આવવાની ખબરને 'બદલવા' ન દીધી જેથી કોઈ આ ન કહી શકે કે અમને ખબર ન હતી. વેદોમાં તેનું નામ નરાશંસ, પ્રાચીન ગ્રંથોમાં કલ્કિ અવતાર, બાઈબલમાં ફારકલીટ અને બોધ્ધ ગ્રંથોમાં છેલ્લે બુધ્ધ વગેરે લખવામાં આવ્યું છે.

આ ધાર્મિક ગ્રંથોમાં મુહમ્મદ સાહેબનું જન્મસ્થાન, જન્મતિથિ, સમય અને ઘણા વાસ્તવિક લક્ષણ પહેલાંથી બતાવવામાં આવ્યા હતા.

(વધુ માહિતી પંડિત વેદ પ્રકાશ ઉપાધ્યાયના પુસ્તકો "કલ્કિ અવતાર અને મુહમ્મદ સાહેબ" તથા "નરાશંસ અને આખરી ઋષિ" અમારા કાર્યાલયથી મેળવી લેશો.)

## હઝરત મુહમ્મદ સાહેબ (સ.)નું જીવન પરિચય

આજથી લગભગ સાડા ચૌદસો વર્ષ પહેલાં તે અંતિમ ઋષિ હઝરત મુહમ્મદ સાહેબ (સ.) એ સાઉદી અરબિયાના મકકા માં જન્મ લીધો.તેમના કેટલાક માસ પહેલાં તેમના પિતાનું અવસાન થયું હતું. માતા પણ બહુ વધારે જીવિત ન રહ્યાં પહેલાં દાદાએ અને તેમના અવસાન પછી કાકાએ તેમની પરવરિશ કરી. સંસારમાં સૌથી જુદા આ મનુષ્ય આખા મકકા નગરની ઓખોનો તારો બની ગયા. જેમ જેમ તેઓ મોટા થતા ગયા તેમની સાથે લોકોનો પ્રેમ વધતો ગયો આપને સાચા અને ઈમાનદાર કહેવા લાગ્યા, લોકો પોતાની કિંમતી વસ્તુઓ આપની પાસે રાખતા, પોતાના પરસ્પરના ઝઘડાઓના ચુકાદો કરાવતા, કાબા, જે મકકામાં અલ્લાહનું પવિત્ર ઘર છે. તેને બીજીવાર બનાવવામાં આવી રહ્યું હતું તેની એક

દીવાલના ખૂણામાં એક પવિત્ર પત્થર છે જયારે તેને તેના સ્થાન પર સ્થાપિત કરવાનો વારો આવ્યો તો તેની પવિત્રતાને કારણે મકકાના બધાજ વંશજો અને સરદારોની ઈચ્છા હતી કે આ પવિત્ર પત્થર સ્થાપિત કરવાનો અધિકાર તેને જ મળે, એના માટે તલવારો નીકળી આવી, ત્યારે જ એક બુધ્ધિમાન મનુષ્યે નિર્ણય કર્યો કે જે સૌથી પહેલો મનુષ્ય અહીં કાબામાં આવશે તેજ તેનો ચુકાદો લાવશે. બધાજ  તૈયાર થઈ ગયા. તે દિવસે સૌથી પહેલાં આવવાવાળા હઝરત મુહમ્મદ સાહેબ (સ.) હતા. બધાજ એક અવાજે બોલ્યા, વાહ વાહ અમારી વચ્ચે સાચો અને ઈમાનદાર આદમી આવી ગયો છે. અમે બધા ખુશ છીએ.

હઝરત મુહમ્મદ સાહેબ (સ.)એ એક ચાદર બિછાવી અને તેમાં તે પત્થર મૂકીને કહ્યું કે દરેક કુટુંબનો સરદાર ચાદરનો એક કિનારો(છેડો) પકડીને ઉઠાવે, જયારે પત્થર દીવાલ સુધી પહોંચી ગયો તો પોતે પોતાના હાથોથી તેના સ્થાન ઉપર મૂકી દીધો અને આ મોટી લડાઈ સમાપ્ત કરાવી દીધી.

આવીજ રીતે લોકો આપને દરેક કાર્યમાં આગળ રાખતા હતા. તેઓ યાત્રા પર જવા નિકળતા તો લોકો વ્યાકૂળ થઈ જતા, અને જયારે તેઓ પાછા ફરતા તો આપને મળીને જોર જોરથી રડવા લાગતા.

તે દિવસોમાં ત્યાં અલ્લાહના ઘર કાબામાં ૩૬૦ દેવી દેવતાઓની મૂર્તિઓ રાખેલી હતી, આખા અરબ દેશમાં ઉંચ-નીચ, છૂત-અછૂત, સ્ત્રી પર અત્યાચાર, શરાબ, જુગાર, વ્યાજ, લડાઈ, બળાત્કાર જેવી ન જાણે કેટલી ખરાબીયો વિસ્તરેલી હતી.

જયારે મુહમ્મદ સાહેબ (સ.) ૪૦ વર્ષના થયા તો અલ્લાહે પોતાના ફરિશ્તાઓના માધ્યમથી આપની ઉપર કુરઆન ઉતારવાનો

આરંભ કર્યો. અને આપને રસૂલ બનાવવાનો મુબારક સંદેશો અને લોકોને એક અલ્લાહ (એકેશ્વરવાદ) તરફ બોલાવવાની જવાબદારી સોંપી.

## સત્યનો અવાજ

હઝરત મુહમ્મદ સાહેબ(સ.) એ એક પહાડના શિખર ઉપર ચઢીને એક અવાજ આપ્યો લોકો આ અવાજ પર તૂટી પડયા, એટલા માટે કે આ એક સાચા ઈમાનદાર માણસનો અવાજ હતો. આપે પ્રશ્ન કર્યો, જો હું તમને એમ કહું કે'આ પહાડની પાછળથી એક વિશાળ લશકર આવી રહ્યું છે અને તમારા ઉપર હુમલો કરવાનો છે તો શું તમે વિશ્વાસ કરશો?

બધાએ એક આવાજે કહ્યું કે તમારી વાત પર કોણ વિશ્વાસ નહીં કરશે. તમે કદી જુઠું બોલતા નથી અને પહાડની ચોટી પરથી બીજી તરફ જોઈ પણ રહ્યા છો. એપછી તેમણે લોકોને ઈસ્લામની તરફ બોલાવ્યા. મૂર્તિ પૂજાથી રોકયા અને મૃત્યુ પછીની નરકની આગથી ડરાવ્યા.

## મનુષ્યની એક કમજોરી(દુર્બળતા)

મનુષ્યની આ એક કમજોરી છે કે તે પોતાના પૂર્વજોની ખોટી વાતોને પણ અંધ શ્રધ્ધામાં સ્વીકારતો ચાલ્યો જાય છે. મનુષ્યની બુધ્ધિ અને દલીલો. નકાર છતાં પણ મનુષ્ય પૂર્વજોની વાતો પર જામેલો રહે છે. અને તેની વિરૂધ્ધ કરવું તો શું સાંભળવા પણ ઈચ્છતો નથી.

## અડચણો અને કસોટીઓ

આજ કારણે હતું કે ચાલીસ વર્ષની આયુ સુધી આપનો આદર કરવા, સાચા જાણવા અને સ્વીકારવા છતાં મકકાના લોકો

આપની શિખામણોના શત્રુ થઈ ગયા. આપ જેટલા વધારે લોકોને સત્યતા તરફ બોલવતા લોકો એટલીજ વધારે દુશ્મની(શત્રુતા) કરતા. જયારે કેટલાક લોકો ઈમાનવાળાઓને પરેશાન કરતા, મારતા અને અગ્નિ પર સુવાડી દેતા, ગળામાં રસ્સો નાખીને ઘસીટતા, અને તેમના પર પત્થરમારો કરતા, પરંતુ આપ બધા માટે અલ્લાહથી પ્રાર્થના કરતા, કોઈથી બદલો ન લેતા, આખી આખી રાત એમના માટે માલિકથી હિદાયતની પ્રાર્થના કરતા. એક વખતે મકકાના લોકોથી નિરાશ થઈને તાઈફ નગર તરફ ગયા. ત્યાંના લોકોએ એ મહાપુરૂષનો અનાદર કર્યો અને એમની પાછળ છોકરાઓ લગાવી દીધા જે તેમનું બુરૂં-ભલું કહેતા, તેઓએ આપને પત્થર માર્યા જેથી આપના પગમાંથી લોહી વહેવા લાગ્યું.તકલીફ(પરેશાની)ના લીધે આપ કયાંક બેસી જતા તો તે છોકરાઓ એમને પાછા ઉભા કરી દેતા અને ફરી મારતા, આ હાલતમાં તે નગરથી બહાર નિકળ્યા અને એક સ્થાન ઉપર જઈને બેસી ગયા, આપે એમને શ્રાપ નહીં આપ્યો પરંતુ પોતાના માલિકથી પ્રાર્થના કરી કે એ માલિક ! એમને સમજણ આપ, તેઓ જાણતા નથી. તેમણે આ પવિત્ર સંદેશ અને ઈશ વાણી પહોંચાડવા માટે પોતાનું પવિત્ર નગર મકકા છોડવું પડયું. પછી તે પોતાના નગરથી મદીના નગરમાં ચાલ્યા ગયા. ત્યાં પણ મકકાવાળાઓ વિરોધી ટુકડીઓ બનાવીને વારંવાર તેમનાથી લડવા ગયા.

## સત્યનો વિજય

સત્યનો હંમેશ વિજય થાય છે તે અહીં પણ થયો, ૨૩ વર્ષના સખત પરિશ્રમ પછી આપ બધા પર વિજયી થયા. અને સત્ય માર્ગ તરફ આપના નિસ્વાર્થ નિમંત્રણે આખા અરબ દેશને ઈસ્લમાની શીતળ છાયામાં ઉભો કરી દીધો અને પૂરી દુનિયામાં એક ક્રાન્તિ

આવી ગઈ. મૂર્તિ પૂજા બંધ થઈ, ઉંચનીચ પૂરી થઈ ગઈ, અને બધા લોકો એક અલ્લાહને માનવાવાળા અને એક અલ્લાહનીપૂજા કરવાવાળા થઈ ગયા.

## આખરી (છેલ્લી) વસીયત (ઈચ્છા)

પોતાના મૃત્યુના કેટલાક માસ પહેલાં આપે લગભગ સવા લાખ લોકોની સાથે હજ કરી અને બધા લોકોને છેલ્લી વસીયત કરી, જેમાં આપે આ પણ કહ્યું, લોકો ! તમારાથી મૃત્યુ પછી જ્યારે કાર્યોની પૂછપરછ થશે ત્યારે મારા વિષે પણ પૂછવામાં આવશે કે શું મેં અલ્લાહનો ધર્મ અને તે સત્યતા લોકો સુધી પહોંચાડી ? બધાએ કહ્યું, નિઃસંકોચં તમે પહોંચાડી ચૂકયા છો. આપે આકાશની તરફ આંગળી ઉઠાવી અને ત્રણવાર કહ્યું, એ અલ્લાહ તમે ગવાહ (સાક્ષી) રહેજો, એ અલ્લાહ તમે ગવાહ રહેજો,એ અલ્લાહ તમે ગવાહ રહેજો, એ પછી આપે લોકોથી કહ્યું, આ સાચો ધર્મ જેમના સુધી પહોંચી ચુકયો છે તે એમની પાસે પહોંચાડે જેમની પાસે નથી પહોંચ્યો.

આપે આ પણ જાણ કરી કે હું છેલ્લો રસૂલ છું. હવે મારા પછી કોઈ રસૂલ નહીં આવશે. હું જ એ અંતિમ (આખરી) ઋષિ, નરાશંસ અને કલ્કિ અવતાર છું જેની તમે પ્રતીક્ષા કરતા હતા અને જેના વિષે તમે બધું જાણો છો.

કુરઆનમાં છે " જે લોકોને અમે કિતાબ (પુસ્તક) આપી છે તે આ( પયગમ્બર હઝરત મુહમ્મદ સાહેબ સ.) ને જાણે છે જેવા પોતાના દીકરાઓને જાણે છે. હા, નિઃસંકોચ તેમનામાં એક ટુકડી હકને છુપાવે છે."(સૂરએ : અલબકરહ, ૧૪૭)

## દરેક મનુષ્યનું કર્તવ્ય

હવે કયામત સુધી આવવાવાળા દરેક મનુષ્યનું કર્તવ્ય છે અને તેની ધાર્મિક અને ઈન્સાની જવાબદારી છે કે તે એક માત્ર માલિકની પૂજા કરે, તેની સાથે કોઈને ભાગીદાર ન બનાવે, અને ન સ્વીકારે. અને તેના છેલ્લા રસૂલ હઝરત મુહમ્મદ સાહેબ (સ.) ને સાચા જાણે, અને તેમના દ્વારા લાવવામાં આવેલા ધર્મને અને તેમના જીવન ગુજારવાના તરીકાનું પાલન કરે, ઈસ્લામમાં આને ઈમાન કહેવામાં આવ્યું છે. આના વગર મરવા પછી હંમેશને માટે નરકમાં બળવું પડશે.

## બે પ્રશ્ન

અહીં તમારા મગજમાં બે સવાલ ઉપસ્થિત થઈ શકે છે. મૃત્યુ પછી સ્વર્ગ કે નરકમાં જવાનું નજર તો પડતું નથી, એને કેમ સ્વીકારે ?

આ સંબંધમાં(સંદર્ભમાં) આ જાણી લેવું યોગ્ય રહેશે કે દરેક પ્રાચીન ગ્રંથમાં સ્વર્ગ, નરકનું વર્ણન કરવામાં આવ્યું છે, જેથી આ જણાય છે કે સ્વર્ગ નરકનો વિચાર બધાજ ધર્મો દ્વારા પ્રમાણિત છે.

આને આપણે એક ઉદાહરણ દ્વારા સમજી શકીએ છીએ. બાળક જયારે માંના પેટમાં હોય છે ત્યારે જો એને કહેવામાં આવે કે તમે ગર્ભની બહાર નીકળશો તો દૂધ પીશો, રડશો, ગર્ભની બહાર તમે ઘણી બધી વસ્તુઓ જોશો, ત્યારે ગર્ભની અવસ્થામાં એને વિશ્વાસ નહીં થશે પરંતુ તે જેવું જ ગર્ભની બહાર નીકળશે ત્યારે બધીજ વસ્તુઓ પોતાની સામે પામશે. આવીજ રીતે આ બધો સંસાર એક ગર્ભ અવસ્થા છે.અહીંથી મૃત્યુ પછી નીકળીને જયારે મનુષ્ય આખિરત(મૃત્યુ પછી આવવાવાળી હંમેશની જિંદગી) ના સંસારમાં

આંખો ખોલશે તો બધું પોતાની સામે પામશે.

ત્યાંના સ્વર્ગ-નરક અને બીજી વાસ્તવિકતાઓની જાણ આપણને તે સાચાએ આપી છે જેને આના જાની દુશ્મન પણ ક્યારેય જૂઠો ન કહી શક્યા. અને કુરઆન જેવા પુસ્તકે આપી જેની સત્યતા દરેક પોતાના તથા પારકાઓએ પણ સ્વીકારી છે.

## બીજો પ્રશ્ન

બીજી વસ્તુ જે તમારા હૃદયમાં ખટકી શકે કે જ્યારે બધાજ રસૂલ, ધર્મ અને ધાર્મિક ગ્રંથો સાચા હતા તો પછી ઈસ્લામ સ્વીકારવું શું જરૂરી છે ?

આજની વર્તમાન દુનિયામાં આનો ઉત્તર તદ્દન સહેલો છે. આપણા દેશની સંસદ છે. અહીંનો એક સંવિધાન છે. અહીં જેટલા પ્રધાન મંત્રી હતા તે બધા ભારતના ખરેખર પ્રધાન મંત્રી હતા, પંડિત જવાહરલાલ નહેરૂ, શાસ્ત્રીજી, પછી ઈન્દીરા ગાંધી, રાજીવ ગાંધી, પછી વી.પી.સિંહ, નરસિંહરાવ વગેરે દેશની જરૂરિયાત અને સમયના અનુકૂળ જે કાનૂન અને અધ્યાદેશ એમણે મંજૂર કર્યા તે બધા ભારતના કાનૂન હતા, પરંતુ અત્યારે જે પ્રધાન મંત્રી છે તેમની સંસદ અને સરકાર જે પણ કાનૂનમાં સંશોધન કરશે તેનાથી જૂનો કાનૂન સમાપ્ત થઈ જશે. અને ભારતના દરેક નાગરિકને માટે અનિવાર્ય હશે કે તે પેલા નવા સંશોધિત કાનૂનનું પાલન કરે. જો હવે કોઈ ભારતીય નાગરિક આ કહે કે જ્યારે ઈન્દીરા ગાંધી અસલ પ્રધાન મંત્રી હતાં તો હું તેમના જ કાનૂનને માનીશ(સ્વીકારીશ) આ નવા પ્રધાન મંત્રીના કાનૂનમાં નથી માનતો અને ન તો તેમના દ્વારા લગાવવામાં આવેલા ટેક્ષ આપીશ. તો એવા મનુષ્યને દરેક ભારત વિરોધી કહેશે. અને તેને દંડના પાત્ર સમજવામાં આવશે. આવીજ રીતે બધા ધર્મ અને ધાર્મિક ગ્રંથો પોત પોતાના સમયમાં આવ્યા અને બધા સત્યની તાલીમ આપતા હતા. એટલા માટે હવે બધાજ

રસૂલો અને ધાર્મિક ગ્રંથોને સાચા માન્યા (સ્વીકાર્યા) પછી પણ છેલ્લા રસૂલ હઝરત મુહમ્મદ સાહેબ (સ.)ની ઉપર ઈમાન લાવવું દરેક મનુષ્ય માટે અનિવાર્ય છે.

## સત્ય ધર્મ માત્ર એકજ છે

એટલા માટે આ કહેવું કોઈ પણ રીતે યોગ્ય નથી કે બધાજ ધર્મ ઈશ્વરની તરફ જાય છે. માર્ગો જુદા-જુદા છે. મંઝિલ એક છે. સત્ય માત્ર એક હોય છે. અસત્ય બહુ હોઈ શકે છે. નૂર(ચમક) એક હોય છે. અંધકાર બહુ હોઈ શકે છે. સાચો ધર્મ માત્ર એક જ છે. તે શરૂથી જ એક છે. તે એકને સ્વીકારવું અને તે એકને જ માનવું ઈસ્લામ છે. ધર્મ કયારેય નથી બદલાતો, માત્ર કાનૂન સમય અનુસાર બદલાતા રહે છે. અને તે પણ એ માલિકની બતાવેલી રીત પર, જયારે માનવ જાતિ એક છે. તેમનો માલિક એક છે તો માર્ગ પણ માત્ર એક છે. કુરઆને કહ્યું "ધર્મ તો અલ્લાહનો માત્ર ઈસ્લામ છે."

## એક બીજો પ્રશ્ન

આ એક પ્રશ્ન પણ હૃદયમાં આવી શકે છે કે હઝરત મુહમ્મદ સાહેબ(સ.) અલ્લાહના સાચા નબી(ઈશદૂત)છે. અને તે સંસારના છેલ્લા દૂત પણ છે એની શું સાબિતી છે?

ઉત્તર સીધો છે કે સૌ પ્રથમ આ કુરઆન ઈશ્વરનું પુસ્તક છે. તેણે સંસારને પોતાના સાચા હોવા માટે જે દલીલો આપી છે તે બધાને સ્વીકારવું પડયું છે. અને આજ સુધી એનો વિરોધ નથી થઈ શકયો. તેણે હઝરત મુહમ્મદ સાહેબ(સ.)ને છેલ્લા નબી હોવાની ઘોષણા કરી છે. બીજી વાત આ છે કે હઝરત મુહમ્મદ સાહેબ(સ.)ના જીવનની એક એક પળ સંસારની સામે છે. તેમનું બધું જ જીવન ઈતિહાસની ખુલ્લી કિતાબ છે. સંસારમાં કોઈ પણ મનુષ્યનું જીવન

આપના જીવનની જેમ સુરક્ષિત અને અજવાળામાં નથી. આપના શત્રુઓ અને ઈસ્લામના દુશ્મ ઈતિહાસકારોએ પણ કદી આ નથી કહ્યું કે હઝરત મુહમ્મદ સાહેબ(સ.) એ પોતાના વ્યકિતગત જીવનમાંકયારે કોઈના વિશે જૂઠું બોલ્યન છે. આપના નગરવાસીઓ આપની સત્યતાની કસમો ખાતા હતા.જે શ્રેષ્ઠ વ્યકિતએ પોતાના અંગત જીવનમાં કયારેય જૂઠું નથી બોલ્યું તે ધર્મના નામ પર કેવી રીતે જુઠ્ઠ બોલી શકતા હતા. આપે પોતે આ બતાવ્યું કે હું છેલ્લો નબી છું અને મારા પછી હવે કોઈ નબી નહીં આવશે અનેન કોઈ ધર્મ આવશે, અને મારા આવવાના વિશે બધાજ નબીઓએ ભવિષ્યવાણી કરી છે.બધાજ ધાર્મિક ગ્રંથોમાં છેલ્લા ઋષિ કલ્કિ અવતારની જે ભવિષ્યવાણી કરવામાં આવી છે. અને જે લક્ષણો અને ચિન્હો બતાવવામાં આવ્યા છે તે માત્ર હઝરત મુહમ્મદ સાહેબ(સ.)ના વિષયમાં સાબિત થાય છે.

## પંડિત શ્રી રામ શર્માનો વિચાર

પંડિત શ્રી રામ શર્માએ લખ્યું છે કે જે ઈસ્લામ ગ્રહણ ન કરે અને હઝરત મુહમ્મદ સાહેબ(સ.) અને આપના ધર્મને ન સ્વીકારે એ હિન્દુ પણ નથી. એટલા માટે કે હિન્દુઓના ધાર્મિક ગ્રંથોમાં કલ્કિ અવતાર અને નરશંસ આ ધર્તી પર આવ્યા પછી તેમને અને તમના ધર્મને સ્વીકારવાનું કહેવામાં આવ્યું છે. તો જે હિન્દુ પણ પોતાના ધાર્મિક ગ્રંથોમાં યકીન(શ્રધ્ધા) રાખતો હોય આને સ્વીકાર્યા વગર મૃત્યુ પછીના જીવનમાં નરકની આગ, ત્યાં ઈશ્વરના સાક્ષાત દર્શનથી વંચિત, અને તેના ક્રોધનો પાત્ર બનશે.

## ઈમાનની આવશ્યકતા

મૃત્યુ પછીની જિંદગી સિવાય આ સંસારમાં પણ ઈમાન

અને ઈસ્લામ આપણી આવશ્યકતા છે અને માનવીનું કર્તવ્ય છે કે એક માલિકને પૂજા કરે, જે તેનો દ્વાર છોડીને બીજાઓની સામે નમે છે તે કૂતરા કરતાં પણ બેકાર છે. કૂતરો પણ પોતાના માલિકના દ્વાર પર પડયો રહે છે અને તેનાથી જ આશા રાખે છે. તે કેવો મનુષ્ય છે જે પોતાના સાચા માલિકને ભૂલીને ગમે તે દ્વાર પર નમતો ફરે.

પરંતુ આ ઈમાનની વધારે આવશ્યકતા મૃત્યુ પછીના માટે છે જ્યાંથી મનુષ્ય પાછો નથી ફરવાનો, અને મૃત્યુને પોકારવા છતાં તેને મૃત્યુ નથી મળવાનું. તે સમયે પસ્તાવો પણ કંઈ કામ નહીં લાગશે. જો મનુષ્ય અહીંથી ઈમાન વગર ચાલ્યો જશે તો હંમેશા નરકની અગ્નિમાં બળવું પડશે. જો સંસારમાં અગ્નિની એક ચિંગારી પણ આપણા શરીરને સ્પર્શ કરી જાય તો આપણે તડપીઉઠીએ છીએ. તો નરકની આગ કેવી રીતે સહન થઈ શકશે. જે આ સંસારની આગથી સિત્તેર ગણી વધુ છે અને તેમાં હંમેશા માટે બળવું પડશે, જ્યારે એક ચામડી બળી જશે તો બીજી બદલવામાં આવશે અને હંમેશા આ સજા ભોગવવી પડશે.

## પ્રિય વાચકો

મારા પ્રિય વાચકો ! મોતનો સમય કોણ જાણે કયારે આવી જાય. જે શ્વાસ અંદર છે તેના બહાર આવવાનો પણ વિશ્વાસ નથી. અને જે શ્વાસ બહાર છે તેનો અંદર આવવાનો પણ વિશ્વાસ નથી. મૃત્યુ પહેલાં સમય છે. પોતાની સૌથી મોટી અને સૌથી પહેલી જવાબદારીનું ધ્યાન કરી લો. ઈમાન વગર ન આ જીવન-જીવન છે અને ન મૃત્યુ પછી આવવાવાળું જીવન.

કાલે બધાને પોતાના માલિક પાસે જવાનું છે. ત્યાં સૌથી પહેલાં ઈમાનની પૂછપરછ થશે. મને પણ ભય છે આ વાતનો કે

કાલે હિસાબના દિવસે તમે આ નકહી દો કે અમારી સુધી આ વાત પહોંચાડી જ ન હતી.

મને આશા છે કે આ સાચી વાતો આપના હૃદયમાં ઘર કરી ગઈ હશે તો આવો ભાગ્યવાન, સાચા હૃદય અને સાચા આત્માવાળા મારા પ્રિય વાચકો ! તે માલિકને સાક્ષી બનાવીને એવા સાચા હૃદયથી જેને હૃદયનો ભેદ જાણવાવાળો(અલ્લાહ) સ્વીકારી લે પ્રતિજ્ઞા લો(ઈકરાર કરી લો) :

**અશહદુ અલ્લા ઈલાહ ઈલ્લલ્લાહુ વ અશહદુ અન્ન મુહમ્મદન અબ્દુહૂ વ રસૂલુહ. સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ**

અર્થ : હું સાક્ષી આપું છું આ વાતની કે અલ્લાહ સિવાય કોઈ પૂજાને યોગ્ય નથી, તે અકેલો છે તેનો કોઈ ભાગીદાર નથી, અને હ.મુહમ્મદ સાહેબ (સ.) અલ્લાહના સાચા બંદા (મનુષ્ય)રસૂલ છે.

હું માફી ચાહું છું કુફ્ર(નાસ્તિક)થી, શિર્ક(કલઈ પણ પ્રકારે અલ્લાહનો ભાગીદાર બનાવવા) થી અને બધા પ્રકારના પાપોથી. અને આ વાતની પ્રતિજ્ઞા લઉં છું કે પોતાને જન્મ આપવાવાળા સાચા માલિકના બધા આદેશો માનીશ અને તેના સાચા નબી હઝરત મુહમ્મદ સાહેબ(સ.)નું સાચું અનુસરણ કરીશ.

કૃપાળુ અને માયાળુ માલિક મને અને તમને આ માર્ગ પર મૃત્યુ સુધી કાયમ રાખે.

મારા પ્રિય વાચકો ! જોતમે પોતાના મૃત્યુ સુધી આ વિશ્વાસ અને ઈમાન અનુરૂપ પોતાનું જીવન વિતાવશો તો પછી જાણ થશે ક તમારા આ ભાઈએ કેવો પ્રેમનો હક(અધિકાર) પૂરો કર્યો.

## ઈમાની કસોટી

આ ઈસ્લામ અને ઈમાનના લીધે આપની કસોટી પણ

શકે છે. પરંતુ વિજય હંમેશ સત્યનો થાય છે. અહીં પણ સત્યનો વિજય થશે. અને જો જીવનભર કસોટીમાંથી પસાર થવું પડે તો આ વિચારીને વેઠી લેશો કે આ દુનિયાનું જીવન અમુક દિવસો સુધી મર્યાદિત છે. મૃત્યુ પછીનું અસીમિત જીવન, ત્યાંનું સ્વર્ગ અને ત્યાંનું સુખ પ્રાપ્ત કરવા માટે, અને પોતાના માલિકને ખુશ(પ્રસન્ન) કરવા માટે અને તેના સાક્ષાત દર્શન માટે આ કસોટીઓ કંઈ પણ નથી.

## તમારૂં કર્તવ્ય

એક વાત બીજી કે ઈમાન અને ઈસ્લામની આ સત્યતા દરેક ભાઈનો હક અને અમાનત છે જેના સુધી નથી પહોંચી. એટલે તમારૂં પણ કર્તવ્ય છે કે નિઃસ્વાર્થ થઈને માત્ર પોતાના ભાઈની હમદર્દીમાં અને તે માલિકના કોપ, નરકની આગ અને સજાથી બચાવવા માટે દુઃખ દર્દના અહેસાસની સાથે જેવી રીતે પ્યારા નબીએ આ સત્યતા પહોંચાડી હતી, તમે પણ પહોંચાડો, તેમને ખરો અને સાચો રસ્તો સમજમાં આવે તે માટે માલિકથી પ્રાર્થના કરો. એવો મનુષ્ય શું મનુષ્ય કહેવડાવવા માટે હકદાર છે જેની સામે એક આંધળો(ન જોવાને લીધે) આગના અલાવમાં પડી જાય અને તે એકવાર પણ એમ ન કહે કે તમારો આ માર્ગ આગના અલાવની તરફ જાય છે. ઈન્સાનિયતની વાત આ છે કે તેને રોકે અને તેને પકડીને બચાવે અને પ્રતિજ્ઞા લે કે મારા જીવન સુધી હું તેમને અગ્નિમાં પડવા દઈશ નહી.

ઈમાન લાવ્યા પછી દરેક મુસલમાન ઉપર હક છે કે જેને ધર્મનો, નબીનો, કુરઆનનો માર્ગ મળી ચુક્યો છે તે શિર્ક અને કુફ્રની આગમાં ફસાયેલા લોકોને બચાવવાની ધૂનમાં લાગી જાય. તેમની દાઢીમાં હાથ ફેરવીને, તેમના પગ પકડીને તેમને સીધા રસ્તા પરલાવે કે ઈમાનથી ખસીને ખરાબ માર્ગ પર ન જાય. નિઃસ્વાર્થ અને સાચી હમદર્દીમાં કહેવામાં આવેલી વાત હૃદય ઉપર અસર કરે છે. જો આપની મહેનતથી એક આદમીને પણ ઈમાન મળી ગયું અને એક આદમી પણ માલિકના સાચા દ્વાર પર લાગી ગયો તો આપણો બેડો પાર થઈ જશે. એટલા માટે અલ્લાહ તે આદમીથી વધારે પ્રસન્ન થાય છે જે કોઈને કુફ્ર અને શિર્ક થી કાઢીને સત્યતાના માર્ગ પર લગાડે છે. જેવી રીતે તમારો બેટો(દીકરો)વિદ્રોહી થઈને દુશ્મનથી મળી જાય અને તેનુંજ માનતો રહે. જો કોઈ સજ્જન તેને

સમજાવીને તમારો આજ્ઞાંકિત બનાવી દે તો તમે તે સજ્જનથી કેટલા પ્રસન્ન થશો. માલિક તે બંદાથી એનાથી પણ વધારે પ્રસન્ન થાય છે જે બીજા સુધી ઈમાન પહોંચાડવાનું અને વહેંચવાનું માધ્યમ બની જાય.

## ઈમાન લાવ્યા પછી

ઈસ્લામ ગ્રહણ કર્યા પછી જયારે તમે માલિકના સાચા બંદા(પૂજા કરવાવાળા) બની ગયા તો હવે તમારા ઉપર દરરોજ પાંચ વખતની નમાઝ અનિવાર્ય છે. તમે એને શીખો અને પઢો. આનાથી આત્માની શાંતિ અને અલ્લાહનો પ્રેમ વધશે. રમઝાન આવશે તો એક માસના ઉપવાસ (રોઝા) કરવાના રહેશે. માલદાર (તવંગર) છે તો આખી ઉંમરમાં એક વાર હજ માટે જવું પડશે.

હવે તમારૂં માથું અલ્લાહ સિવાય કોઈની આગળ ન નમે તમારા પર શરાબ,જુગાર,વ્યાજ,સુવ્વરનું મટન,રિશ્વત અને દરેક હરામવાળી વસ્તુ નિષેધ છે અને તેનાથી બચવાનું છે. અને અલ્લાહે પવિત્ર બતાવેલી વસ્તુઓનું ખૂબ શૌક (પ્રસન્નતા) થી સેવન કરવાનું છે.

આપણા માલિક તરફથી આપેલ પવિત્ર ગ્રંથ(કુરઆન)ને નિયમિત રીતે પઢવાનો છે અને પવિત્રતા અને સ્વચ્છતાના નિયમો શીખવાના છે અને સાચા દિલથી પ્રાર્થના કરવાની છે કે એ અમારા માલિક! અમને અમારા દોસ્તોને કુટુંબીઓને અને સગાસંબંધીઓને અને આ ધરતી ઉપર રહેવા વાળા દરેક માનવને ઈમાનની સાથે જીવીત રાખ અને ઈમાનની સાથે એમને મોત આપ એટલા માટે કે ઈમાન જ આ માનવ સમાજ નો પહેલો અને અંતિમ ટેકો છે. જેવી રીતે કે અલ્લાહના એક સંદેશ(પયગમ્બર) હઝરત ઈબ્રાહીમ(અ.સ.) સળગતી આગને પોતાના ઈમાનની શકિત વડે ફુલો જેવી બનાવી શકે છે અને સાચા રસ્તાની દરેક રૂકાવટોને નષ્ટ કરી શકે છે.

થાય જો ઈમાન ઈબ્રાહીમ નો ઉત્પન્ન આજે
ફુલો ના સ્વભાવથી આગ પણ ઠંડી આજે

વસ્સલામ